

तत्सत्परमात्मने नमः

श्रीपुष्पदंताचार्यविरचितं

# शिवमहिम्नः स्तोत्रम्


संपादकः

यति मुकुन्दाश्रमजी,

व्याख्यानवाचस्पते-खंभात.



પ્રકાશક:

(સ્વર્ગત) જેકિશનદાસ કેશવલાલ

મંગળદાસ કેશવલાલ

મુ૦ ખંભાત.

દ્વિતીયાવૃત્તિ પ્રત ૧૦૦૦

સં. ૧૯૯૬ ઇ. સ. ૧૯૪૦

મૂલ્યામૂલ્ય

# शुद्धिपत्र.

| પાનુ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૪ | गृणद्म्यां | गृणद्भ्यां |
| ૧૨ | ૨ | यद्बाहु | यद्बाहू |
| ૧૬ | ૩ | प्रतिं | प्रति |
| ૧૭ | ૧૯ | स्मर्तृत्दणा | स्मर्तृणा |
| ૧૯ | ૧૭ | तददिद | तदिद |
| ૨૨ | ૪ | પુત્રષાન્ | પુત્રવાન્ |



तत्सत्परमात्मने नमः

# પ્રકાશકના ઉદ્‌ગારો.

પરમ પવિત્ર ભારત વર્ષમાં, હિન્દુ જાતિમાં અને તેમાં પણ સનાતન ધર્મ માર્ગી માતા પિતાને ત્યાં જન્મ થવો એ પૂર્વના પુન્યનું ફળ છે એ નિર્વિવાદ વાત છે. દ્વિજ (બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય) જાતિમાં જન્મ પ્રાપ્ત કરી મનુષ્યે સર્વથી પ્રથમ એજ વિચાર કરવો જોઇએ કે મારૂં પરમ કર્તવ્ય શું છે? આ જન્મની સાર્થકતા ક્યારે થઈ ગણાય? આ શરીર છુટયા પછી કયાં જવાનું? પરંતુ વર્તમાન્ સમયમાં મનુષ્યોનો મોટો ભાગ એ દિશાનો વિચાર તો દૂર રહ્યો પણ દૃષ્ટિ સરખી એ કરતો નથી. એ મોટા ખેદની વાત છે.

મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી પ્રથમ વિશીમાં રમત ગમતનું શિક્ષણ મેળવવું, બીજી વિશીમાં ધંધો નોકરી વગેરે આ જીવીકાનાં સાધનો, મેળવી કામ સુખ ભોગવતાં વ્યવહાર કરતાં જીંદગી પૂરી કરવી એની પાર દૃષ્ટિને લંબાવનારા વિરલજ હશે. એમ અનુભવાય છે.

પરંતુ વિચારીને જોતાં મનુષ્યનું કર્તવ્ય એટલેથી સમાપ્ત થતું નથી. બીજાં ઘણાં કર્તવ્યો બાકી રહે છે. તે

સર્વમાં મુખ્ય વાત તો સત્સંગની છે. મનુષ્ય ધીરજ રાખી જેમ સત્સંગ કરી તેમાંથી સદ્ગુણોનો સંગ્રહ કરતો જાય છે તેમ તેનું હૃદય શુદ્ધ થતાં તેનો માર્ગ સરલ થાય છે. પછીથી તેમણે એ બાબત નક્કી કરવાની કે પોતાના જીવનને કયા ધ્યેય તરફ લઈ જવું છે. એ નક્કી કર્યા પછી કેવા નિયમો નક્કી કરવા કે ધીમે ધીમે પોતાનું જીવન એ દિશા તરફ વળતું જાય. પોતાની સ્થિતિની આસપાસનો વિચાર કરી, કોઈ વિદ્વાન્ ગુરૂનો આશ્રય લઇ નિયમો નક્કી કરવા પછી તેને પાળવા યત્ન કરવો.

જો તમે આ ભવાટવીમાં ભટકી ભટકીને થાકી ગયા હો તો આ વખતે જરૂર જાગો. કારણ કે મનુષ્ય જન્મ ફરી ફરીને મળતો નથી. આ સમય ચૂકશો તો જીતી બાજી હારી જશો. આ સંસાર કેવળ મનુષ્યોના વિચાર ઉપર નિર્ભર નથી તેમાં જીવોનાં કર્મો પણ કારણ છે. કર્મના યોગે સંસારના જીવો સુખી દુ:ખી, રાજા, રંક, વિદ્વાન્, મૂર્ખ રૂપે દેખાય છે. એ કર્મનો મહિમા જાણનારા આપણા ઋષિઓએ વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા એવી રીતે ગોઠવી છે કે માણસો તે પ્રમાણે ચાલે તો સહેજે તે યથાર્થ ઉન્નતિને માર્ગે ચડે અને પરમ સુખને પામે એ ચોક્કસ વાત છે.

ધર્મનો મર્મ સમજનારા બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રિય સદ્-ગુરૂ પરમાત્માનું અનન્ય ભાવે શરણ ગૃહણ કરો. તેઓશ્રી તમારા અધિકારને ઓળખી પરમાત્માની પ્રાપ્તિનો સરલ

માર્ગ બતાવશે તેથી તમારા ઉદ્દેશને સફલ કરવા ભાગ્યશાળી થશો.

અભેદ માર્ગના અભ્યાસી પૂજ્ય સ્વામી શ્રી મુકુન્દાશ્રમજીએ શિવ મહિમ્ન સ્તોત્રનો ગુજરાતી ભાષામાં સંક્ષેપ અર્થ કર્યો છે તે સર્વ ધર્મ બંધુઓ-મુમુક્ષુઓ વાંચી સાર ગૃહણ કરે એવા આશયથી મારા સદ્ગત બંધુ જે કિસનદાસ કેશવલાલના પુણ્યાર્થે છપાવી પ્રસિદ્ધ કરેલ છે.

આ સત્કાર્યમાં ભાગ લેવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો તેમાં પરમ કૃપાળુ મારા સદ્ ગુરૂદેવ શ્રીનાથ પ્રભુની ( શ્રી નથુરામ શર્મા આચાર્યજીની ) મોટી કૃપા ઉતરી છે એમ હું માનું છું.

પ્રથમા આવૃત્તિનો અનુવાદ પૂજ્ય સ્વામી પ્રણવાશ્રમજીએ કવિતામાં કરેલો હતો. તેમનો હું ઉપકૃત છું. પણ કેટલાએક સજ્જનોની સૂચનાથી આ વખતે કવિતાને બદલે સરલ અર્થજ લખાવેલ છે. પ્રથમાવૃત્તિમાં જેમ પ્રકાશક તરીકે બે નામો રાખ્યાં હતાં તેજ પદ્ધતિ આ વખતે પણ રાખેલ છે. ઇતિ.

વિનીત.

મંગળદાસ કેશવલાલ ભક્ત.

ॐ

# ॥ श्रीशिवमानस पूजा ॥

रत्नैः कल्पितमासनं हिमजलैः स्नानं च दिव्यांबरं
नानारत्नविभुषितं मृगमदामोदांकितं चंदनम् ।
जाती चंपकबिल्वपत्ररचितं पुष्पं च धूपं तथा
दीपं देव दयानिधे पशुपते हृत्कल्पितं गृह्यताम् ॥१॥
सौवर्णे नवरत्नखंडरचिते पात्रे घृतं पायसं
भक्ष्यं पंचविधं पयोदधियुतं रंभाफलं पानकम् ।
शाकानामयुतं जलं रुचिकरं कर्पूरखंडोज्वलं
तांबुलं मनसा मया विरचितं भक्त्या प्रभो स्वीकुरु ॥२॥
छत्र चामरयोर्युगं व्यजनकं चादर्शकं निर्मलं
वीणा भेरी मृदंगकाहलकलागीतं च नृत्यं तथा ।
साष्टांगं प्रणतिः स्तुतिर्बहुविधाह्येतत्समस्तं मया
संकल्पेन समर्पितं तव विभो पूजां गृहाण प्रभो ॥३॥
आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं
पूजा ते विषयोपभोगरचना निद्रा समाधि स्थितिः ।
संचारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वा गिरो
यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥४॥

करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वापराधम् ।
विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥५॥

इति श्रीमच्छंकराचार्यविरचिता शिवमानस पूजा समाप्ता ॥



तत्सत्परमात्मने नमः

# श्रीशिवमहिम्नः स्तोत्रम्

ध्यानम्

गजाननं भूतगणादिसेवितं
कपित्थजाम्बुफलचारुभक्षणम् ।
उमासुतं शोकविनाशकारकं
नमामि विघ्नेश्वरपादपंकजम् ॥१॥

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदन्डमान्डितकरा या श्वेतपद्मासना ।
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषः जाड्यापहा ॥२॥

ब्रह्मांडसंपुटकलेवरमध्यवर्ति
चैतन्यपिण्डमिवमण्डलमस्ति यस्य ।
आलोकितोऽपि दुरितानि निहन्ति यस्तं
मार्तण्डमादिपुरुषं प्रणमामि नित्यम् ॥३॥

वृन्दारका यस्य भवन्ति भृंगा
मन्दाकिनी यन्मकरन्द बिन्दुः ।
तवारविन्दाक्ष पदारविन्दं
वन्देचतुर्वर्गचतुष्पदं तत् ॥४॥

ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारु चन्द्रावतंसं
रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवराभीतिहस्तं प्रसन्नम्
पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृतिं वसानं
विश्वाद्यं विश्ववन्द्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रम् ॥५॥

॥ ॐ ॥

## अथ त्रिगुणात्मक शिवनी आरती

જય શિવ ૐકારા, પ્રભુ જય શિવ ૐકારા
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨) અર્ધાંગે દારા—જય શિવ. ૧ ટેક.

ચતુરાનન એકાનન, પંચાનન રાજે....શિવ (૨)
હંસાસન ગરૂડાસન (૨) વૃષવાહન સાજે—જય શિવ. ૨

દ્વિભુજચાર ચતુર્ભુજ, દશ ભુજ તે સોહે....શિવ (૨)
તે સૌ રૂપ નિરખતાં (૨) ત્રિભુવનજન મોહે—જય શિવ. ૩
શ્વેતાંબર પીતાંબર, વાઘાંબર અંગે....શિવ (૨)
વિબુધાદિક સનકાદિક (૨) ભૂતાદિક સંગે—જય શિવ. ૪

અક્ષમાળા વનમાળા, રૂંઢમાળા ધારી....શિવ (૨)
ચંદન મૃગમદ શોભિત (૨) ત્રિપુંડ્ર શુભકારી—જય શિવ. ૫

કરમધ્યે કમંડળ, ચક્ર ત્રિશૂળ ધર્ત્તા....શિવ (૨)
યુગકર્ત્તા યુગભર્ત્તા (૨) યુગને સંહર્ત્તા—જય શિવ. ૬
ભિન્ન નહિ ત્રણુ રૂપ. જાણે વિવિકે....શિવ (૨)
પ્રણુવાક્ષરની મધ્યે (૨) એ ત્રણે એકે—જય શિવ. ૭

ત્રિગુણાત્મકની આરતિ, જે કોઈ ગાશે....શિવ (૨)
ભણે શિવાનંદ સ્વામિ (૨) સુખ સંપત્તિ થાશે—જય શિવ. ૮

श्रीपुष्पदन्त उवाच—

महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी
स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः ।
अथाऽवाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृणन्
ममाप्येषः स्तोत्रे हर निरपवादः परिकरः ॥१॥

અર્થ:—હે નિજભક્તોનાં દુઃખો હરનાર શંકર! તમારા મહિમાના પૂર્ણ પારને ન જાણનારા અજ્ઞાની મનુષ્યની સ્તુતિ જો અયોગ્ય હોય તો, બ્રહ્માદિ દેવોની પણ વાણી તમારી બાબતમાં અયોગજ થાય. તેથી પોતાની બુદ્ધિની મર્યાદા પ્રમાણે સ્તુતિ કરનાર સર્વજનો અનિંદનીય છે એમ માનવામાં આવે તો આ સ્તોત્રમાં મારો પણ આ આરંભ અપવાદ વિનાનોજ છે. (૧)

अतीतः पंथानं तव च महिमा वाङ्मनसयो-
रतद्व्यावृत्त्यायं चकितमभिधत्ते श्रुतिरपि ।
स कस्य स्तोतव्यः कतिविधगुणः कस्य विषयः
पदे त्वर्वाचीने पतति न मनः कस्य न वचः ॥२॥

અર્થ:—હે ષડૈશ્વર્ય સંપન્ન ભગવાન્! તમારો મહિમા મન તથા વાણીના માર્ગને ઉલ્લંઘી જાય છે. વેદ પણ જે મહિમાને આશ્ચર્યથી અનિશ્ચિતપણે કથન કરે છે, તે મહિમા કોનાથી સ્તુતિ કરી શકાય તેવો છે? તે કેટલા ગુણવાળો છે? તેમજ તે કોનાથી ગ્રાહ્ય છે? (કોઈથી નહિ) છતાં આપના સગુણ સ્વરૂપમાં કોનું મન

અને વચન નથી પડતાં ? ( સગુણ સ્વરૂપમાં સર્વનાં મન વચન આસક્ત થાય છે. (૨)

मधुस्फीता वाचः परममममृतं निर्मितवत-
स्तव ब्रह्मन् किं वागपि सुरगुरोर्विस्मयपदम् ।
मम त्वेतां वाणीं गुणकथनपुण्येन भवतः
पुनामीत्यर्थेऽस्मिन्पुरमथन बुद्धिर्व्यवसिता ॥३॥

**અર્થ**:—હે બ્રહ્મન્ ! પરમ અમૃતરૂપ, મધુસમાન મીઠી વેદ વાણીઓને બનાવનારા આપને દેવગુરૂ બૃહસ્પતિની વાણી પણ શું આશ્ચર્ય પમાડશે ? (ના) હે ત્રિપુરાસુરને નાશ કરનારા ! તમારા ગુણગાવારૂપ પુન્યથી આ મારી વાણીને પવિત્ર કરૂં છું. એ અભિપ્રાયથી આ સ્તુતિ રૂપ અર્થમાં મારી બુદ્ધિ ઉદ્યમવાળી થઈ છે. (૩)

तवैश्वर्यं यत्तज्जगदुदयरक्षा प्रलयकृत्
त्रयीवस्तु व्यस्तं तिसृषु गुणभिन्नासु तनुषु ।
अभव्यानामस्मिन् वरद रमणीयामरमणीं
विहंतुं व्याक्रोशीं विदधत इहैके जडधियः ॥४॥

**અર્થ**:—હે વરદાયક શંકર ! જે જગતનાં ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનાર ત્રણે વેદોથી પ્રતિપાદિત એવું, ગુણોથી ભિન્ન થયેલાં ત્રણ શરીરોમાં વહેંચાયેલું આપનું ઐશ્વર્ય છે, તેને નાશ કરવા કેટલા એક મંદ બુદ્ધિવાળાઓ, આ સંસારને વિષે પાપી મનુષ્યોને રમણીય પરંતુ વાસ્તવમાં સર્વજ્ઞાદિ આ તમારા ઐશ્વર્યમાં અરમણીય એવી નિંદાનો આરોપ કરે છે. (૪)

किमीहः किं कायः स खलु किमुपायस्त्रिभुवनं
किमाधारो धाता सृजति किमुपादान इति च ।
अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थोहतधियः
कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥५॥

**અર્થ**:—નક્કી તે જગત્ નિર્માણ કર્તા પરમાત્મા કંઈ ચેષ્ટાવાળા, કયા શરીરવાળા, કયા ઉપાયવાળા, કયા આધારવાળા, કઈ સામગ્રીવાળા થઈને ત્રણ ભુવનને ઉત્પન્ન કરે છે? આ પ્રમાણે અતર્ક્ય ઐશ્વર્યવાળા આપમાં અવકાશના અભાવે દુષ્ટ ભાવનાઓવાળી આવી ખોટી કલ્પનાઓ, કેટલાએક નાશ પામેલ બુદ્ધિવાળાઓને જગતના મોહ માટે વાચાળ કરે છે. (૫)

अजन्मानो लोकाः किमवयववंतोपि जगता-
मधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति ।
अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो
यतो मंदास्त्वां प्रत्यमरवर संशेरत इमे ॥६॥

**અર્થ**:—હે દેવોમાં ઉત્તમ! અવયવવાળા લોકો પણ શું જન્મ વિનાના છે? સંસારની ઉત્પત્તિ ક્રિયા, જગતના નિમિત્ત કારણ ઈશ્વરનો અનાદર કરીને થાય છે કે શું? જો ઇશ્વર વિનાજ કર્યું હોય તો ભુવન ઉત્પન્ન કરવામાં સામગ્રી શી હતી? જેથી મંદ બુદ્ધિવાળા મીમાંસકો તમારા તરફ સંશય કરે છે. (૬)

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥७॥

અર્થ:—ત્રણ વેદ, સાંખ્ય શાસ્ત્ર, યોગશાસ્ત્ર, પશુપતિમત, વૈષ્ણવ મત, એ ભિન્ન ભિન્ન માર્ગોમાં આ પરમ શ્રેષ્ઠ અને તે ગ્રહણ કરવા લાયક છે. એમ રૂચીઓના વિચિત્રપણાથી સીધા અને આડા અનેક માર્ગમાં પ્રવૃત્ત થએલા પુરૂષોને, જેમ જળને જવાનું એક સમુદ્રસ્થાન છે તેમ તમે એક જ પામવા યોગ્ય છો. (૭)

महोक्षः खट्वांगं परशुरजिनं भस्मफणिनः
कपालं चेतीयत्तव वरद तंत्रोपकरणम् ।
सुरास्तां तामृद्धिं दधाति तु भवद् भ्रूप्रणिहितां
न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति ॥८॥

અર્થ:—હે વરદાન આપનાર શંકર! નંદીશ્વર, ખાટલાની ઇસ, ફરસી, ગજચર્મ, ભસ્મ, સર્પ અને ખોપરી આ પ્રમાણે આટલાં તમારા ગૃહસ્થાશ્રમનાં સાધનો છે. પણ દેવતાઓ તો આપની ભ્રકુટીએ બતાવેલ તે તે સમૃદ્ધિને ધારણ કરે છે. નક્કી પોતાના આત્મામાં રમણ કરનાર યોગી પુરૂષને વિષયરૂપી મૃગતૃષ્ણા ભમાવતી નથી. (૮)

ध्रुवं कश्चित्सर्वं सकलमपरस्त्वध्रुवमिदं
परो ध्रौव्याध्रौव्ये जगति गदति व्यस्ताविषये ।
समस्तेऽप्येतस्मिन् पुरमथन तैर्विस्मित इव
स्तुवन् जिह्रेमि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥९॥

**અર્થ**:—હે ત્રિપુરનાશક શંકર ! કોઈક આ સર્વ જગતને નિત્ય કહે છે. બીજો કોઈક આ સકલ જગતને અનિત્ય કહે છે. વળી ત્રીજા કોઈક નિત્ય અને અનિત્ય કથન કરે છે. આ ઉલટા વિષયવાળા સર્વ સંસારમાં તે તે મતવાદિયો વડે આશ્ચર્ય પામેલો હું તમારી સ્તુતિ કરતાં શરમાઉં છું. અહો નક્કી વાચાળતા શું નિર્લજ્જ નથી ? જવાબ છેજ. (૯)

तवैश्वर्यं यत्नाद्यदुपरि विरिंचो हरिरधः
परिच्छेत्तुं यातावनलमनलस्कंधवपुषः ।
ततो भक्ति श्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश यत्
स्वयं तस्थे ताभ्यां तव किमनुवृत्तिर्न फलाति ॥१०॥

**અર્થ**:—હે કૈલાસપતે ! તેજ પૂંજ શરીરવાળા તમારૂં જે ઐશ્વર્ય છે, તેને પ્રયત્ન વડે માપવાને ઉપર બ્રહ્મા અને નીચે વિષ્ણુ ગયા. તો પણ પાર પામ્યા નહિ. તેથી ભક્તિ અને શ્રદ્ધાથી સ્તુતિ કરતા એવા તે બેને માટે પોતે જ પ્રગટ થયા. હે ભગવન્ તમારી સેવા શું નથી ફ્લતી ! ફ્ળે જ છે. (૧૦)

अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरं
दशास्यो यद्बाहुनभृत रणकंडु परवशान् ।
शिरः पद्मश्रेणी रचितचरणांभोरुहबलेः
स्थिरायास्त्वद्भक्तेस्त्रिपुरहर विस्फुर्जितमिदं ॥११॥

**અર્થ**:—હે ત્રિપુરાંતક! રાવણે પ્રયત્ન વિના અને વૈરનું જેમાં કારણ નથી એવાં ત્રણ ભુવનને સંપાદન કરીને, રણસંગ્રામની ખજવાળથી પરવશ એવા હાથોને ધારણ કર્યા છે અને મસ્તકરૂપી કમળની પંક્તિવડે ચરણકમળમાં ભેટ ધરી છે એ તમારી સ્થિર ભક્તિનો પ્રભાવ છે. (૧૧)

अमुष्यत्वत्सेवामधिगतसारं भुजवनं
बलात्कैलासेऽपि त्वदधिवसतौ विक्रमयतः ।
अलभ्या पातालेऽप्यलसचलितांगुष्ठशिरसि
प्रतिष्ठा त्वय्यासीद् ध्रुवमुपचितो मुह्यति खलः ॥१२॥

**અર્થ**:—તમારા નિવાસ સ્થાનરૂપ કૈલાસ પર્વતમાં તમારી સેવાથીજ પ્રાપ્ત થએલા બળવાળા હસ્તસમૂહના પરાક્રમને અજમાવવાની રાવણને ઇચ્છા થતાં, તમે જરા અંગુઠાને દબાવ્યો. એટલે પાતાલમાં પણ તેની પ્રતિષ્ઠા દુર્લભ થઇ. ખરે ઉપકાર કરેલો દુર્જન પુરૂષ મોહ પામે છે. (૧૨)

यदृद्धिं सुत्राम्णो वरद परमोच्चैरपि सती
मधश्चक्रे बाणः परिजनविधेय त्रिभुवनः ।

मताश्चित्रं तस्मिन्वरिवसितरित्वच्चरणयो-
र्न कस्याउन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः ॥१३॥

**અર્થ**:--હે વરદાતા શંકર! જેણે ત્રણે ભુવનને પોતાના દાસ જેવાં બનાવ્યાં છે તેવો બાણાસુર, ઈન્દ્રની ઉત્તમ સમૃદ્ધિને પણ નીચી કરવા લાગ્યો, તે તમારા ચરણમાં નમસ્કાર કરનાર બાણાસુરમાં આશ્ચર્ય નથી. તમને મસ્તક નમાવવાથી કઈ ઉન્નતિ થતી નથી? તાત્પર્ય એ છે કે સર્વ પ્રકારની ઉન્નતિ મળે છે. (૧૩)

अकांडब्रह्मांडक्षयचकितदेवासुरकृपा-
विधेयस्यासीद्यस्त्रिनयन विषं संहृतवतः।
स कल्माषः कंठे तव न कुरुते न श्रियमहो
विकारोऽपि श्लाघ्यो भुवनभयभंगव्यसनिनः ॥१४॥

**અર્થ**:—હે ત્રિનેત્ર શંકર! અકાળે બ્રહ્માંડના નાશ-થી આશ્ચર્ય પામેલા દેવો અને અસુરોની કૃપાને વશ થએલ, અને કાળકૂટ નામના ઝેરને પીનારા તમારે કંઠે જે કાળો ડાઘો પડયો છે તે શોભા નથી કરતો એમ નહિ પણ કરે છેજ. અહો ત્રણ ભુવનના ભયનો નાશ કરવાના વ્યસનીને વિકાર પણ વખાણવાયોગ્ય થાય છે (૧૪)

असिद्धार्थानैव क्वचिदपि सदेवासुरनरे
निवर्तंते नित्यं जगति जयिनो यस्य विशिखाः।
स पश्यन्नीश त्वामित्तरसुरसाधारणमभूत्
स्मरः स्मर्तव्यात्मा न हि वशिषु पथ्यः परिभवः ॥१५॥

અર્થ:—હે ઇશ ! જે કામદેવનાં જય પામનારાં બાણો, દેવતા અસુર અને મનુષ્ય સહિત ત્રણે જગતમાં કાર્ય સિદ્ધ કર્યા વિના પાછાં ફરતાંજ નથી. તે કામદેવ તમને બીજા દેવતાના જેવા સાધારણ જોતો (બળીને) સ્મરણ કરવા જેવો થઈ ગયો. નક્કી જિતેંદ્રિય પુરૂષનો અનાદર સુખ કરનાર નથી. (૧૫)

मही पादाघातादूव्रजति सहसा संशयपदं
पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् ।
मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा
जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥१६॥

અર્થ:—હે હર ! જ્યારે તમે જગતનું રક્ષણ કરવા નૃત્ય કરો છો ત્યારે પૃથ્વી પગની ઠોકરથી એકદમ સંદેહને પામે છે. આકાશ ભ્રમણ કરતા હાથરૂપ પરિઘ વડે દુઃખી થયેલા ગ્રહના સમૂહવાળું થાય છે. ફેલાએલી જટાના છેડાથી તાડિત કરેલું સ્વર્ગ વારંવાર દુઃખને પામે છે. નક્કી આપનું ઐશ્વર્ય વિપરીતજ છે. (૧૬)

वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः
प्रवाहो वारां यः पृषतलघुदृष्टः शिरसि ते ।
जगद्द्वीपाकारं जलधिवलयं तेन कृतमि-
त्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः ॥१७॥

અર્થ:—હે મહાદેવ ! આકાશ વ્યાપિ તારાઓના સમૂહથી વૃદ્ધિ પામેલ અને ઉંચે ગયેલ કાન્તિવાળો જે જળનો પ્રવાહ તે તમારા માથા ઉપર બિંદુ જેટલો

ન્હાનો દેખાય છે. તે જલપ્રવાહ વડે સમુદ્રરૂપ કંકણ-વાળુ જગત બેટ જેવા આકારવાળું કરાયું છે, હે મહિમા-ધારી શંકર! એ પ્રકારે આ હેતુથી તમારૂં અલૌકિક શરીર અનુમાન કરવા યોગ્ય છે. (૧૭)

रथः क्षोणी यंता शतधृतिरगेन्द्रो धनुरथो
रथांगे चंद्राकौं रथचरणपाणिः शर इति ।
दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडंबरविधि-
र्विधेयैः क्रीडंत्यो न खलु परतंत्राः प्रभुधियः ॥१८॥

અર્થ:—હે શિવ! પૃથ્વી રથ, બ્રહ્માસારથી, પર્વત-રાજ હિમાલય ધનુષ્ય, ચંદ્ર અને સૂર્ય રથનાં બે ચક્રો અને ચક્રધારી વિષ્ણુ બાણ! એ રીતે ત્રિપુરાસુર રૂપ તૃણને બાળવાને ઈચ્છતા એવા આપનો આ શો આડં-બરનો પ્રકાર? ખરેખર સ્વાધીન પદાર્થો વડે ક્રીડા કરનારી ઇશ્વરની બુદ્ધિઓ પરાધીન નથી. (૧૮)

हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयो-
र्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ।
गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा
त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम् ॥१९॥

અર્થ:—હે ત્રિપુરહર! વિષ્ણુ ભગવાન તમારા ચરણકમલમાં હજાર કમલની ભેટ અર્પણ કરીને પૂજા કરતા હતા. તેમાં એક ઓછું થવાથી પોતાનું જે નેત્ર કમલ ઉખાડીને અર્પણ કર્યું. આ ભક્તિનો ઉત્કર્ષ સુદર્શન ચક્રરૂપમાં પરિણામ પામીને ત્રણ જગતની રક્ષા કરવા માટે જાગે છે. (૧૯)

क्रतौ सुप्ते जाग्रत्त्वमसि फलयोगे क्रतुमतां
क्व कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते ।
अतस्त्वां संप्रेक्ष्य क्रतुषु फलदान प्रतिभुवं
श्रुतौ श्रद्धां बध्वा दृढपरिकरः कर्मसु जनः ॥२०॥

**અર્થ**:--હે ઈશ ! યજ્ઞ નાશ પામે છતાં, યજ્ઞ કરનાર પુરૂષના ફળમાં તમે જાગો છો. નાશ પામેલાં કર્મ ઇશ્વરની આરાધના વિના ક્યાં ફળ આપે છે? એથી યજ્ઞોમાં કર્મફળ આપનાર તમને જોઈને મનુષ્ય શ્રુતિમાં શ્રદ્ધા રાખી કર્મમાં દૃઢ વિશ્વાસુ થાય છે. (૨૦)

क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृता-
मृषिणामार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः ।
क्रतुभ्रंशस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो
ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः ॥२१॥

**અર્થ**:—હે શરણાગતને પાળનાર ! યજ્ઞક્રિયામાં કુશળ, શરીરધારી જીવોના અધિપતિ દક્ષપ્રજાપતિ યજમાન વસિષ્ઠાદિ ઋષિઓ હોમ કરનારા, ઈન્દ્રાદિ દેવો સભાસદો હતા તોપણ યજ્ઞફળ આપવામાં નિષ્ઠાવાળા તમારાથી યજ્ઞનો નાશ થયો. નક્કી શ્રદ્ધા વિના કરેલા યજ્ઞો યજમાનના નાશને માટે થાય છે. (૨૧)

प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं
गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा ।
धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं
त्रसंतं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः ॥२२॥

અર્થ:--હે નાથ ! હરણી થયેલી પોતાની પુત્રી સાથે મૃગના શરીર વડે બલાત્કારથી રતિક્રીડા કરવાને ગયેલા કામીને બાણથી વીંધી નાખ્યા તેવા સ્વર્ગમાં ગયા તોપણ ત્રાસ પામતા એ બ્રહ્માને, જેના હાથમાં ધનુષ્ય છે એવો તમારો પારધીના જેવો વેગ અત્યારે પણ ત્યજતો નથી. (૨૨)

स्वलावण्याशंसा धृतधनुषमह्नाय तृणवत्
पुरःप्लुष्टं दृष्ट्वा पुरमथन पुष्पायुधमपि ।
यदि स्त्रैणं देवी यमनिरत देहार्द्ध घटना-
दवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः ॥२३॥

અર્થ:—હે ત્રિપુરને બાળનાર ! હે યમાદિયોગ પરાયણ, જેણે ધનુષ્યને ધારણ કર્યું છે એવા કામદેવને તરતજ તૃણની પેઠે સામે બાળેલો જોઇને પણ, પોતાના લાવણ્યની પ્રશંસા કરનારી પાર્વતી, વામભાગમાં રાખવાથી જો તમને સ્ત્રીલંપટ જાણે તો તે ખેદની વાત છે. હે વરદ ! નક્કી સ્ત્રીઓ અજ્ઞાની હોય છે. (૨૩)

श्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचरा-
श्चिताभस्मालेपः स्रगपि नृकरोटीपरिकरः ।
अमंगल्यं शीलं तव भवतु नामैवमखिलं
तथापिस्मर्तॄणां वरद परमं मंगलमासि ॥२४॥

અર્થ:—હે કામનાશક મહાદેવ ! સ્મશાનોમાં ક્રીડા, પિશાચ સાથે ફરનારા મિત્રો, મસાણની ભસ્મનો શરીરે લેપ, અને માળા પણ માણસોની ખોપરીનો સમૂહ, આવું તમારૂં બધું અમંગળરૂપ આચરણ તોપણ હે વરદાતા શંકર ! સ્મરણ કરનાર ભક્તોને તો તમે શ્રેષ્ટ કલ્યાણરૂપ છો. (૨૪)

मनः प्रत्यक् चित्ते सविधमवधायात्तमरुतः
प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः ।
यदालोक्याह्लादं हृद इव निमज्ज्यामृतमये
दधत्यंतस्तत्त्वं किमपि यमिनस्तात्किलभवान् ॥२५॥

અર્થઃ—હે શંકર! પ્રાણાયામ કરનારા, પુલકિત રોમવાળા, આનંદાશ્રુપૂર્ણ નેત્રવાળા યોગીઓ વિષયોથી નિવૃત્ત થયેલા મનને અંતઃકરણમાં વિધિ પૂર્વક ધારણ કરીને અમૃતના ધરામાં ડૂબ્યા હોય તેમ અંતરાત્મામાં જે કાંઈ પણ વાણીથી કહી શકાય નહિ એવા તત્ત્વને જોઈને આનંદ પામે છે તે તત્ત્વ નક્કી આપજ છો. (૨૫)

त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह–
स्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च ।
परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रतु गिरं
न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि ॥२६॥

અર્થઃ—હે શંભો! તમે સૂર્ય છો, તમે ચંદ્રમા છો, તમે અગ્નિ છો, તમે જળ છો, તમે આકાશ છો, તમે પૃથ્વી છો, અને સર્વના સાક્ષી તમે આત્મા છો. આ પ્રમાણે પરિપાક પામેલી બુદ્ધિવાળા પુરૂષો તમારી બાબતમાં મર્યાદિત વાણીને ધારણ કરે છે. પણ આ સંસારમાં જયાં તમે ન હો, તે તત્ત્વને અમે જાણતા નથી. (૨૬)

त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमथो त्रीनपिसुरा–
नकाराद्यैर्वर्णैस्त्रिभिराभिधत्तीर्ण विकृति ।
तुरीयं ते धाम ध्वनिभिरवरुंधानमणुभिः
समस्तव्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम् ॥२७॥

અર્થ—હે શરણ દાતા! વેદત્રયી, ત્રણ વૃત્તિઓ, ત્રણ ભુવન અને ત્રણ દેવોને પણ અકારાદિ ત્રણ વર્ણો વડે ધારણ કરનાર અને વિકાર રહિત એવું તમારૂં ચોથું સ્વરૂપ સૂક્ષ્મ શબ્દો વડે બોધ કરનાર છે તે સર્વ અને ભિન્ન ભિન્ન ૐ એ પદ તમને પ્રતિપાદન કરે છે. (૨૭)

भवः शर्वो रुद्रः पशुपतिरथोग्रः सह महां-
स्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम् ।
अमुष्मिन्प्रत्येकं प्रविचरति देव श्रुतिरपि
प्रियायास्मै धाम्ने प्रणिहित नमस्योऽस्मि भवते ॥२८॥

અર્થઃ—હે દેવ! ભવ, શર્વ, રૂદ્ર, પશુપતિ, પછી ઉગ્ર, મહાદેવ તથા ભીમ અને ઇશાન એ પ્રમાણે જે આ આઠ નામ છે એ આઠ નામોમાં દરેકમાં વેદ પણ ફરે છે. એવા પ્રિય ચૈતન્ય રૂપને હું નમસ્કાર કરૂં છું. (૨૮)

नमो नेदिष्ठाय प्रियदव दविष्ठाय च नमो
नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमो ।
नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो
नमः सर्वस्मै ते तदिदमिति शर्वाय च नमः ॥२९॥

અર્થઃ—હે વનવિહાર પ્રિય! પાસે રહેનાર તમને નમસ્કાર હો, અને દૂર રહેનારા તમને નમસ્કાર હો, હે કામાંતક! અતિ સૂક્ષ્મરૂપ તમને નમસ્કાર હો અને અતિ સ્થૂળ સ્વરૂપ તમને નમસ્કાર હો. હે ત્રિનયન! અતિ વૃદ્ધરૂપ તમને નમસ્કાર હો અને અતિ યુવાન રૂપ એવા તમને નમસ્કાર હો હે ભગવન્! સર્વ સ્વરૂપ તમને

નમસ્કાર હો અને પરોક્ષ તથા અપરોક્ષ એવું સર્વ છે જેમાં એવા તમને નમસ્કાર હો. (૨૯)

बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमोनमः
प्रबलतमसे तत्संहारे हराय नमो नमः ।
जनसुखकृते सत्वोद्रिक्तौ मृडाय नमो नमः
प्रमहासि पदे निस्त्रैगुण्ये शिवाय नमो नमः ॥३०॥

**અર્થઃ**—વિશ્વની ઉત્પત્તિમાં અધિક રજોગુણવાળા, બ્રહ્મારૂપ તમને વારંવાર નમસ્કાર છે. જગતના સંહારમાં અધિક તમોગુણવાળા રૂદ્રરૂપ તમને વારંવાર નમસ્કાર છે. માણસોના સુખ માટે અધિક સત્ત્વ ગુણવાળા વિષ્ણુરૂપ તમને વારંવાર નમસ્કાર છે. શ્રેષ્ઠ તેજના સ્થાન, ત્રણ ગુણોથી પર મંગળ કારક શિવરૂપ તમને વારંવાર નમસ્કાર છે. (૩૦)

कृशपरिणतिचेतः क्लेशवश्यं क्व चेदं
क्व च तव गुणसीमोल्लंघिनी शश्वदृद्धिः ।
इति चकितममंदीकृत्य मां भक्तिराधा-
द्वरद चरणयोस्ते वाक्यपुष्पोपहारम् ॥३१॥

**અર્થઃ**—હે વરદાન આપનાર ! ક્લેશવશ અને નિર્બળ પરિણામવાળું અમારૂં ચિત્ત ક્યાં ? અને ગુણની સીમાને ઉલ્લંઘી ગયેલી તમારી હંમેશની સમૃદ્ધિ ક્યાં ? આ પ્રમાણે આશ્ચર્ય પામેલા મને, ભક્તિ સાવધાન કરીને તમારા ચરણમાં વાણીરૂપી પુષ્પોની ભેટ અર્પણ કરાવે છે. (૩૧)

असितगिरिसमं स्यात्कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सार्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥३२॥

અર્થ:—હે ઇશ્વર! સમુદ્રરૂપ પાત્રમાં નીલગિરિ જેટલું કાજળ હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, પૃથ્વી જેવડો કાગળ હોય, તે સાધનો લઇને જો સરસ્વતી સર્વ કાળ લખે તો પણ તમારા ગુણોનો પાર પામી શકે નહિ. (૩૨)

असुरसुरमुनींद्रैरर्चितस्येन्दुमौले–
र्ग्रथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य ।
सकलगुणवरिष्ठः पुष्पदंताभिधानो
रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥३३॥

અર્થ:—અસુર દેવતા અને મુનીશ્વરોએ પૂજન કરેલા, મસ્તક ઉપર ચંદ્રમાને ધારણ કરનારા, તથા જેના ગુણોનો મહિમા ગુંથ્યો છે એવા, નિર્ગુણ સ્વરૂપ એવા શંકરના આ મનોહર સ્તોત્રને, સર્વ ગુણોમાં શ્રેષ્ઠ એવા પુષ્પદંત નામક ગંધર્વે લાંબા શિખરિણિ વૃત્તોથી બનાવ્યું. (૩૩)

अहरहरनवद्यं धूर्जटेः स्तोत्रमेतत्
पठति परमभक्त्या शुद्धचित्तः पुमान्यः ।
स भवति शिवलोके रुद्रस्तुल्यस्तथात्र
प्रचुरतरधनायुः पुत्रवान् कीर्तिमांश्च ॥३४॥

અર્થઃ—જે શુદ્ધમનવાળો પુરૂષ ઉત્તમ ભક્તિથી મહાદેવજીના આ સ્તોત્રને નિરંતર ભણે છે, તે શિવ લોકમાં શંકર જેવો થાય છે. તથા આ લોકમાં બહુ ધનવાન્, આયુષ્યમાન્, પુત્રવાન્ અને કીર્તિમાન્ થાય છે. (૩૪)

महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः ।
अघोरान्नापरो मंत्रो नास्ति तत्त्वं गुरोः परम् ॥३५॥

અર્થઃ—મહાદેવથી શ્રેષ્ઠ અન્ય કોઇ દેવ નથી. મહિમ્ન સ્તોત્ર કરતાં બીજી ઉત્તમ સ્તુતિ નથી, અઘોર મંત્રથી સારો બીજો કોઇ મંત્ર નથી અને ગુરૂથી કોઈ પરં તત્ત્વ નથી. (૩૫)

दीक्षा दानं तपस्तीर्थं ज्ञानं यागादिकाः क्रियाः ।
महिम्नस्तव पाठस्य कलां नार्हति षोडशीम् ॥३६॥

અર્થઃ—દીક્ષા, દાન, તપ, તીર્થ, જ્ઞાન, યજ્ઞયાગાદિ ક્રિયાઓ મહિમ્ન સ્તોત્રના પાઠની સોળમી કળાને પણ પહોંચી શકતાં નથી. (૩૬)

कुसुमदशननामा सर्वगंधर्वराजः
शिशुशशधरमौलेर्देवदेवस्य दासः ।
स खलु निज महिम्नो भ्रष्ट एवास्य रोषात्
स्तवनमिदम कार्षीद्दिव्यदिव्यं महिम्नः ॥३७॥

અર્થઃ—પુષ્પદંત નામનો સર્વ ગંધર્વનો રાજા, બાળચંદ્રને મસ્તકપર ધારણ કરનારા તેવા દેવતાઓના દેવ મહાદેવનો દાસ તે, આ મહાદેવજીના કોપથી જ નક્કી પોતાના મહિમાથી ભ્રષ્ટ થયો તેથી તેમની પ્રસન્નતાને અર્થે ઉત્તમોત્તમ આ મહિમ્ન સ્તોત્રને કરતો હતો. (૩૭)

सुरवरमुनि पूज्यं स्वर्गमोक्षैक हेतुं
पठति यदि मनुष्यः प्रांजलिर्नान्यचेताः ।
व्रजति शिवसमीपं किन्नरैः स्तूयमानः
स्तवनमिदममोघं पुष्पदंत प्रणीतम् ॥३८॥

અર્થ:—ઉત્તમ દેવતાઓ અને મુનીશ્વરોથી પૂજનીય, સ્વર્ગ અને મોક્ષના એક કારણરૂપ, પુષ્પદંત વિરચિત, આ અમોઘ ફળ આપનાર સ્તોત્રને એકાગ્ર ચિત્ત, બેઉ હાથ જોડીને જો માણસ ભણે તો તે માણસ કિન્નરોથી સ્તુતિ કરાતો શિવજીની પાસે જાય છે. (૩૮)

श्रीपुष्पदंतमुखपंकजनिर्गतेन
स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण ।
कंठस्थितेन पठितेन समाहितेन
सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥३९॥

અર્થ:—શ્રી પુષ્પદંતના મુખ કમળમાંથી નીકળેલા પાપનાશક મહાદેવજીને પ્રિય એવા કંઠમાં રહેલા સાવધાન થઇને ભણેલા મહિમ્ન સ્તોત્ર વડે, ભૂતપતિ મહાદેવજી રાજી થાય છે. (૩૯)

इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छंकरपादयोः ।
अर्पिता तेन देवेशः प्रीयतां मे सदाशिवः ॥४०॥

અર્થ:—આ પ્રમાણે આ વાણીમય પૂજા શ્રી શંકરના ચરણોમાં અર્પણ કરી. તેથી મારા ઉપર દેવતાઓના સ્વામી મહાદેવજી પ્રસન્ન થાઓ. (૪૦)

यदक्षरं पदं भ्रष्टं मात्राहीनं च यद्भवेत् ।
तत्सर्वं क्षम्यतां देव प्रसीद परमेश्वर ॥१॥

અર્થઃ—આ સ્તોત્રનો પાઠ કરતાં કોઇ અક્ષર, પદ, અશુદ્ધ બોલાયાં હોય, કોઇ માત્રા ન બોલાણી હોય તો હે દેવ! તે સર્વ ક્ષમા કરશો અને હે પરમેશ્વર! પ્રસન્ન થાઓ. (૧)

સદા શાન્તિ દાતા ભુવનત્રયમાંહે સુખ ભરો
સુધાની ધારાથી સકલ જનના આમય હરો
ક્ષમા દાન્તિ નીતિ અભય મનમાં આર્જવ ધરો
દયા દિલે ધારી સુવિભવ ભરી શ્રેયસ કરો.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

अथ शिवनामावलिः

ॐ महादेव शिवशंकर शंभो, उमाकान्त हर त्रिपुरारे
मृत्युंजय वृषभध्वज शूलिन गंगाधर मृड मदनारे ॥१॥
हर शिव शंकर गौरीशं वन्दे गंगाधरमीशम् ।
रुद्रं पशुपतिमीशानं कलये काशीपुरिनाथम् ॥२॥
जयशंभो जयशंभो शिव गौरीशंकर जयशंभो ।
जयशंभो जयशंभो शिव गौरीशंकर जयशंभो ॥३॥
ॐ हर! ॐ हर! ॐ हर! ॐ हर! ॐ हर!
ॐ शान्तिः शान्तिः शान्तिः

## યતિ મુકુન્દાશ્રમ તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો.

૧ વેદાન્તસાર.
૨ પદ્મ મંજરી.
૩ વિચાર સાગર પદ્ય ભાગ સાર્થ
૪ અવ્યક્ત બોધ.
૫ સુરતા સ્વયંવર.
૬ સત્યસુધા.
૭ ગૃહસ્થની ગાઈડ.
૮ સનાતન ધર્મની પડતીનાં કારણો.
૯ શ્રી શિવ મહિમ્ન સાર્થ.
૧૦ દર્પદલન.
૧૧ પત્રવ્યવહાર (સનાતની અને સમાજીઓનો).
૧૨ વૈધવ્ય ધર્માદર્શ.
૧૩ સાથ્ં સ્તુતિ.
×૧૪ ચિદ્દ્ઘન વાણી વિલાસ.
×૧૫ કૈવલ્ય કુંચી.
×૧૬ વેદાન્ત પ્રક્રિયા.
×૧૭ તત્ત્વાદર્શ.
×૧૮ મૃત્યુ મીમાંસા.
×૧૯ પ્રબોધમાલા.
૨૦ અક્ષયનિધિ.

---

નંબર ૧ થી ૮ સુધીનાં પુસ્તકો મળતાં નથી. બાકીનાં પુસ્તકો માટે પોણા આનાની ટીકીટો મોકલવી. પણ × આવાં નિશાનવાળાં પુસ્તકો માટે બે આનાની ટીકીટો મોકલવી. પુસ્તકો હશે ત્યાં સુધી મોકલવામાં આવશે.

વ્યવસ્થાપકઃ
સ્વામી હિંમતગિરિ,
ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા-ખંભાત.

# स्वस्थोहरः

भीतिर्नास्ति भुजंगपुंगवविषात्प्रीतिर्न चन्द्रामृता-
न्नाशौचं हि कपालदामलुलनाच्छौचं न गंगाजलात् ।
नोद्वेगश्चितिभस्मना न च सुखं गौरीस्तनालिंगना-
दात्मारामतया हिताहितसमः स्वस्थो हर पातु वः ॥

## આનંદસ્વરૂપ મહાદેવ.

અર્થ—શ્રેષ્ઠ સર્પના વિષ-ઝેરથી જેને ભય નથી, ચંદ્રના અમૃતથી જેને પ્રેમ નથી, મનુષ્યની ખોપરીઓની માળાથી જે અપવિત્ર થતા નથી, ગંગાજલથી જે પવિત્ર થતા નથી, સ્મશાનની ચિતાભસ્મના લેપથી જેને ઉદ્વેગ-શોક થતો નથી, પાર્વતીના સ્તનસ્પર્શથી જેને સુખ થતું નથી, પોતાના આત્મામાંજ રમણ કરનાર હોવાથી જે હિત અને અહિતમાં સમ છે તે આનંદસ્વરૂપ મહાદેવ તમારૂં રક્ષણ કરો.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું
ઠે૦ પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.